

શ્રી વિશ્વવિનોદ નાટક કંપની.

"दानेन भूतानि दशी भवन्ति"

# વામન અવતાર.

## (બલિ—ચરિત્ર)

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર
વિશ્વ વિનોદ નાટક કંપનીના માલેકો.
મેનેજર:—
મયાશંકર રેવાશંકર મહેતા-
વીરમગામ.

વીરમગામ ધી ન્યુ પ્રીન્ટીંગ પ્રેસમાં
શા મફતલાલ માણેકલાલે છાપ્યું.
આવૃત્તિ ૧ લી     પ્રત ૧૦૦૦

સને ૧૯૨૩.



કીમત ત્રણ આના.

## વામન અવતાર નાટકના મુખ્ય પાત્ર.

:o:

### પુરૂષ પાત્રો.

બળીરાજા—વીરોચનનો પુત્ર.
વામન—વિશ્નુ અવતાર.
ઇંદ્રદેવ—સ્વર્ગનો રાજા.
શુક્રાચાર્ય—બળીરાજાનો ગુરૂ.
બ્રહસ્પતી—ઇંદ્રના ગુરૂ.
જયંત—ઇંદ્રનો કુમાર.
વિશ્નુ—પરમાત્માનો અવતાર.
શંકર—કૈલાસપતી ઇશ્વરી અંશ.
નારદ—બ્રહ્માના પુત્ર.
શુભ } નીશુભ } બળીના સરદારો.
ત્રંબકલાલ ભડાકીયો—જોશી.
ફરસુરામ ફડાકીયો—વૈદ.
શુકલ—જોશ જોનાર.

### સ્ત્રી પાત્રો.

અનંગભદ્રા—બળીરાજાની પુત્રી.
સચીદેવી—ઇંદ્રની પત્ની.
વીદ્યાવલી—બળીની સ્ત્રી.
જયંતી—ઇંદ્રની પુત્રી
લાડબાઇ—જોશીની સ્ત્રી.
સુરજ—વૈદની સ્ત્રી
લક્ષ્મી—સમુદ્ર તનયા.

તે સીવાય મોહિની, કસ્યપ મુની, અપસરાઓ, દેવો ત્યા દાનવો, લંગડી, કાણીયો, નટી, બાળાઓ વીગેરે વીગેરે.

॥ શ્રી પરમાત્મને નમઃ ॥

# વામન-અવતાર.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.



### અંક ૧ લો



મંગલાચરણ. ઇશ્વર સ્તવન. વસ્તુ સુચન.

### પ્રવેશ ૧ લો.

સ્થળ—ક્ષીર સાગર.

સમુદ્રમંથન કરી મેળવેલા રત્નોની વ્હેંચણી માટે દેવ દાનવ વચ્ચે તકરાર, ઇન્દ્ર તથા બલિનું યુદ્ધ, વિષ્ણુ તથા શંકરનું પ્રકટ થઈ યોગ્ય વેંચણી કરી આપી ચાલ્યા જવું, બાદ અમૃત માટે ફરીથી તકરાર મોહીનીનું પ્રાગટ્ય. દાનવોને મોહ, મોહીનીના હાથથી અમૃતની વ્હેંચણી. દાનવોને મોહમાનાંખી દેવોનેજ અમૃતપાન કરાવવું. કપટથી અમૃતપાન કરવા જતા રાહુનો શીરચ્છેદ. ટેબલો.

### પ્રવેશ ૨ જો.

સ્થળ—રસ્તો.

ફરવા નીકળેલી ત્ર્યંબક તડાકીયાની બાઇવાઇ સાથે વાતચીત. નવીની સ્વતંત્રતા. તડાકીયાની મુંઝવણ.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ—બલિઉદ્યાન,**

પરિચારીકા સંગે બલિ સુતા અનંગભદ્રાનો પરિહાસ મૃત્યુલોકમાં વિહાર કરવા નીકળેલા જયંતકુમાર ઉપર મુગ્ધ થવું. અચાનક બલિનાં આગમનથી બન્નેનું ગભરાવું, ઈંદ્રકુમારને કેદ કરવાનો હુકમ ફરમાવી બલિનું ચાલ્યા જવું, બાદ અનંગભદ્રાનું હરણ સ્વર્ગમાં જયંત કુમારનું નાશી જવું શુંભ નિશુંભ દાનવોનું સ્તબ્ધ થવું. ટેબલો.

## પ્રવેશ ૪ થો

**સ્થળ—બલિ મહાલય.**

પુત્રીનું હરણ થવાથી બલિનો ક્રોધ અને રાણી વિધાવલીની ચીંતા, ગુરૂ શુક્રાચાર્યની આજ્ઞાથી સુરેન્દ્ર ઉપર ચઢાઇ લઇ જવાની તૈયારી,

## પ્રવેશ ૫ મો.

**સ્થળ—ઇન્દ્રમહાલય,**

બલિની અમરાપુરી પર ચઢાઇના સમાચાર નારદે આવી આપવા. ઈન્દ્રની ગભરામણ, બાદ નારદની યુક્તિથી ઇન્દ્રે બ્રાહ્મણનું રૂપ ધારણ કરી બલિ પાસે તેની યુવાનીનું દાન માગવા જવું.

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ—જયંતનો શયનાગાર.**

અનંગભદ્રા અને જયંતનો સૃંગાર. જયંતીની ચેષ્ટા. બાદ બલીકુમાર બાણકુમારે આવી જયંતીનુ હરણ કરી ચાલ્યા જવું.

## પ્રવેશ ૭ મો.

સ્થળ-રસ્તો.

ત્રંબક તડાકીયાનો નવા સાથે વાદવિવાદ, બાદ ફડાકીયા વૈદ અને તડાકીયા જોશીના પુત્ર પુત્રીના લગ્નનુ સાટુ ગોર વીજણાશકરે આવી કરી દેવુ

## પ્રવેશ ૮ મો.

સ્થળ-બલિની રાજસભા.

કપટવેશ ધારી ઇન્દ્રની બલિ પાસે ભુવાદાનની યાચના. શુક્રાચાર્યનો અટકાવ નારદે આવી ભેદ ખોલી દેવો ઇન્દ્ર કેદ, ટેબલો

---

# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો.

સ્થળ-અમરાપુરીનું ઉપવન,

હરીકીર્તન કરતા નારદે દેવગુરૂ બ્રહસ્પતિને બલિની અમરાપુરી પર ચઢાઇના સમાચાર આપવા, બ્રહસ્પતિની ચીંતા, અને તરત શચિ પાસે જવુ,

## પ્રવેશ ૨ જો.

સ્થળ-ઇન્દ્રાસન,

ઇન્દ્ર કેદ થવાથી દેવદરબારમાં દીલગીરી થવું દાનવ મંડળ સહિત બલિનું ઇન્દ્રાસન પર બેસવા આવવું.

બ્રહસ્પતિયે અટકાવવો શચિ તથા બળિનો વાદવિવાદ, બળાત્કારે સીંહાસન પર બેસવા જતાં ચમત્કાર. બલિનું સ્તબ્ધ બની પાછા ફરવું ટેબલો

## પ્રવેશ ૩ જો

### સ્થળ–અનંગભદ્રાનું રંગભુવન

જયંત સંગે આનંદ કરતી અનંગભદ્રા પાસે બલિનું આગમન, ઇન્દ્રને કેદ મુક્ત કરવાનુ વચન આપી જયંત તથા અનંગભદ્રાને પોતાની સાથે શોણીતપુર લઇ જવા.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ–ફરશુરામ વૈદનું ઘર

લંગડી છોકરીના લગનનું ફુડાકીઆ જોશીના છોકરા સાથે સાટું થવાથી ધણી ધણીઆણીનો આનંદ

## પ્રવેશ ૫ મો.

### સ્થળ લક્ષ્મિભૂવન,

દેવાંગ્ના સંગ લક્ષ્મિનો વાણીવિનોદ વિષ્ણુયે વામન અવતાર ધરી દેવોને દુઃખ મુક્ત કરવા અદિતિને વરદાન આપવાં જવું.

## પ્રવેશ ૬ ઠો

### સ્થળ–બલિભૂવન.

સો યજ્ઞ પૂર્ણ કર્યા શીવાય સ્વર્ગમા જવા માટે શુક્રાચાર્યે ઠપકો આપવો. છેલ્લો સોમો યજ્ઞ કરવાની તૈયારી.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ–જયંતિનું રંગ ભૂવન,

બાણકુમાર, જયંતીનો આનંદ વીનોદ.

## પ્રવેશ ૮ મો

સ્થળ–કશ્યપાશ્રમ,

અદિતિની ઉગ્ર તપશ્ચર્યા, વિષ્નુ પ્રાગટ્ય, વરદાન પ્રાપ્તિ વામન સ્વરૂપ દર્શન.

## પ્રવેશ ૯ મો.

સ્થળ–રસ્તો,

જોશી નવી વૈદ વૈદાણી, તથા ગોરનું મરીયાન રસ્તા ઉપર ભેગા થવું. લગ્નનો દિવસ નક્કી કરવો. સર્વેનો આનંદ,

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ–શોણીતપુરનું કાળાગૃહ,

કપટ કરી કેદ કરેલા જયત ઉપર બળિનો જુલ્મ. અનંગભદ્રા જયતી બાણ કુમારે વચમાં પડી અટકાવ કરવો, બળિનો ક્રોધ, ઇન્દ્ર કેદ મુક્ત થવાના સમાચાર, દેવ સૈન્ય સહિત ઇન્દ્રનું આક્રમણ. યુદ્ધ, બળિ પરાજય, ટેબ્લો,

# અંક ૩ જો.



## પ્રવેશ ૧ લો.

સ્થળ ઇન્દ્ર મહાલય.

ઇન્દ્ર કેદમુક્ત થવાથી દેવાનો આનંદ બળિના છેલ્લા યજ્ઞની તૈયારીથી દેવ મંડળમાં ગભરાટ નારદે આવી વિષ્નુનો વામન અવતાર થવાના સમાચાર આપવાથી સર્વેનું આનંદ પામવુ,

## પ્રવેશ ૨ જો.

સ્થળ–ત્ર્યંબક તડાકીયાનું ઘર.

લગ્નના વરઘોડાની તૈયારી,

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અદિતિ આશ્રમ.

કશ્યપની બળીના યજ્ઞમાં જવાની તૈયારી વામનનો સાથે જવાની હઠ વામનને સાથે લઈ કશ્યપનું શોણીતપુર પ્રયાણ,

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—લગ્ન મંડપ.

કાંણીયોવર. અને લંગડી કન્યાના લગ્ન. પેગળ ખુલ્લું થવું.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ-જયંત ભૂવન.

અનંગભદ્રા અને જયતનો આનંદ. પિતાના યજ્ઞમાં જવાની તયારી.

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ--યજ્ઞ મંડપ.

બળીના છેલ્લા યજ્ઞની સમાપ્તિ, ઋષી મહર્ષીને દાન પ્રદાન વામનનું આગમન, સર્વનું સાનંદાશ્ચર્ય ત્રણ ડગલા ભુમીના દાનની યાચના, શુક્રાચાર્યનો અવરોધ વામન રૂપે વિશ્નુની કપટ કળા ખુલી કરવી, છતાં બળીની દાન દેવાંની હઠ, શુક્રાચાર્યનો અભિશ્રાપ સૂક્ષ્મ રૂપે દાન દેતાં ઝારી પ્રવેશ ચક્ષુ ફુટવી. દાનનો સંકલ્પ વૈરાટ રૂપ દર્શન બે પગલાંથી ત્રીલોકય ભરવું, ત્રીજું પાતાલની ગાદીએ બલિને સ્થાપવો અને તેની સાથે રહેવા વચન આપવું.

શાંન્તિ! શાંન્તિ!! શાંન્તિ!!!

શ્રી પરમાત્મને નમઃ

# વામન અવતાર.

## નાટકના ગાયનો.

નટી— સ્તુતી ૧

શ્રી હરી ઓમ તત સત પ્રણુમામી સુખધામી
અખીલ વિશ્વ સ્વામી આ .... ... ... .... શ્રી.
વિશ્વ વિલાસી જયોતી પ્રેકાશી,
અજર અવી નાશી બ્રહ્માંડ બ્રહ્મ સ્વરૂપ;
સુખ રાસી પંચ મહાભુત ધરે તુજ ધ્યાન.
તને સ્તવન નવીન પ્રગટાવે જ્ઞાન, શ્રી

બાળાઓ— ૨

અદભૂત અકળીત કળા, શો તારી અવિનાશી નાથ,
વીભૂવર ભવભાર હર સ્વામી, અવિનાશી નાથ,—અદ-
પ્રણુતપાલ સુખકર તમે, સુરના નરવરના
મુનિજનના છો દીનદયાળ. .... ... ...અદ-
અસુરકાળ, ધર્મપાળ, સ્વામી,
ગુણુગામી, નીજધામી, નીંજ ગુણુ નૃપાળે. અદ

લક્ષ્મી— ૩

ક્ષીર સાગરની હું સુતા કમળા છે મુજ નામ.
કુંવારી છું કન્યકા વરમાળ ધરૂ કોઇ શ્યામ.
સુર અસુર ગુણુવાન તમે સવ કુળવાન
સોધી લાયક સમાન હર્શથી વરૂ શ્રોમાન
પ્રગટી લક્ષ્મો સીંધુ બાળ આવી હૃદયમાં
ધરી વહાલ કોઇ સુંદર સુરબાળ.
અરપુ તેને વરમાળ સુર અસુર ગુણુવાન
તમે સર્વ કુળવાન સોધી લાયક સમાન
હર્સથી વરૂ શ્રીમાન.

મોહીની— ૪

મધુરી મોહીની મારો મદન મેમાનછે,
ખીલ્યું નવરંગી મારૂ જોબાન ગુમાનછે;
વસંતની વાડી ખીલી ફુલડાવો મહેકાય'
મદભર યોવન રંગથી અંગ બલું લહેકાય, મધુ.
નાજુક છાતીની છટા નાજુક મારો નાથ,
નાજુક નાની નારને નાજુક ભનતો બાપ. મધુ.
નાંજુક માશુક ઉરમાં મીઠો મીઠો પ્યાર,
નાજુક જોબન બાગમાં નાજુક કરે વીહાર. મધુ.

ત્રંબકલાલ— ૫

સંસારે સાચુ શમનું નામ
માત્ર એક દામ દામ ને દામ
વાહ ભાઇ દામ વાહ ભાઇ દામ સંસારે,
દામવંત તે સૌથી ડાહ્યો હોય ભલે ને હજામ
દામવંતના દ્વારે જઈ સહુ સો સો ભરે સલાય.
પંડીત કાજી પ્રવીણ પુરાણી, રાજા રંક તમામ.
વૈદ વકીલને વેશ્યા સર્વે, દામને પાશે ગુલામ. વાહ.

લાડવાઈ— ૬

કયાંયે સરખો સમાણી જોડી ના મળે,
સુનો લાગે સંસાર એળે જાયે અવતાર કયાંયે
ખીલી જોબન ફુલવાડી, પહેરી પચરંગી સાડી;
કંચુકી કમાન વાળી, મારી આંખડી અણીયારી,
જોબન બહાર જાયરે—કયાંયે,
ચંપા કળી સુંદર સરસ, ભમરો સુગંધી ના લહે
કંટક છતા ગુલાબ કળિપર, ભ્રમરજી રાજી રહે
કસ્તુરી કાળા રંગની, ઉત્તમ સુગંધી છે ભરી,
હું છું રૂપાળી પદમણી તે મૂર્ખને પાને પડી; સુનો

લાડવાઈ— ૭

છોને કહેતાં છકેલી, રંગીલા મને છોને કહેતા છકેલી
હું તો જોબનમાં ઘેલી બનેલી.... .... ...રંગીલા,
બાગ બગીચાની છેલ બહુ સુંદર જાણે શુ ઘરમાં ગોંધેલી
બદામી હલવોને ધારા જલેબી તાજી તાજી ખઉ પહેલી—રંગી.
સાટીનની સાડીઓ કસબી ભરેલો કોર
સ્વપ્ને નહિ કોઇએ દીઠેલો,
પોલકાંને ચોળીઓનો પાર નહિ મારે;
લટકેથી લુટી લાવેલી— રંગીલી.
નવસેરા હાર સાચા મોતીના સુંદર,
બંગડીઓ માણેક મઢેલી
રૂમણાંને ઝુંમણાં લાડવાઈ પહેરતી,
વિદ્યા હુ પાકી ભણેલી— રંગીલી.

અનંગભદ્રા તથા સખીઓ ૮

બાળા લતા સખીજો શી આ મંદમંદ ડોલે,
નીર લજવાયુ તેની યુવા આનંદ ડોલે;
પવને સળી ચુંબીત આ લતીકા દીસતી નીજ,
ગાત્રથી કંપીતહાં કરતી કળી સ્મીતથી ભાવ છટા
મુખપટ ઘુંઘટ ખોલે— બાળા.
દાડીમ ફળે જો પકવઆ ફુટી રક્ત શાં દેખાય છે,
જાણે તરૂણી સીન પરે સ્મર તીર ચીન્હ જણાય છે,
અક્તિકી કરવત સમી વીરહી રદય જોતા બળે,
ચંપા કળી દીપ જયોતી સમ વીયોગી જન જોઇ
પળ જળે અલી જો અલીકળીથી રતી મંત્ર ગુપ્ત બોલે—બા.

અનંગભદ્રા તથા સખીઓ ૯

મારી સજની તું કયાં રમીયાવી રજની સાચુ બોલ (૩)
શાણી સૈયર તું શીદને આળ ચડાવે કેડો છોડ (૩)

કાલે તારી વેણી ગુંથીતી હમણાં કેમ વીખરાણી,
પરસેવો તને ક્યાં વળ્યો તારી ભ્રમર કયાં ભીંજાણી સાચુ બો–(૩)
કાળો ભમરો શીરપર બેઠો ઉડાડતા ગભરાણી.
લાપોટે લટ છુટી ગઈ મારી ભ્રમર ત્યાં ભીંજાણી કેડો છોડ–(૩)
અંગ પેરતી અતલસ ચોળી સૈયર સર્વ વખાણી,
કંચુકી કસ છુટી ગઈ તારી આવડી કયા ચોરાણી સાચુ બો–(૩)
વાટે હું તો ભૂલી પડી ગઇ એકલડી ગભરાણી.
કંચુકી ઉર તંગ પહેરીતી તેથી ઉર અકળાણી કેડો છોડ–(૩)
અધરદંત બેઠા દીસે છે ઉર મંડળ નખ લાગ્યા,
એવો રસીયો કોણ મળ્યો તને કામબાણ ક્યાં વાગ્યા સાચુ–(૩)
રમાડતી સારીકા રંગે મધુરી કામણગારી,
ચંચળ ચાંચ મારીને નાઠી હું તો તમથી હારી કેડો છોડ–(૩)

અનંગ
જયંત }— ૧૦

સ્નેહ સેવા વાલમ હયેઃ સ્વીકારી
હર્સધારી નયન જ્યોત વદન
કાન્તી તુજ પ્યારી–પ્રીય સ્વર્ગના વીહરી. સ્નેહ.
મધુર વચન વરમાલ પ્યારા સુરતી રદય ધારી
થઇશ કુંજળ ધારી પ્રાણાત્મા ઓ વારી
સમરૂં સુર–સુત સૌભાગ્ય સ્નેહ વારી હર્સધારી. સ્નેહ.

શુક્રાચાર્ય— ૧૧

વીર ધર્મ કર્મ દીક્ષ ધારો ધારી
અસુર સકળ દળ અસ્ત્રો ગ્રહીને
સુર ગુણ યુદ્ધ વીહારી— વીર.
સ્વર્ગ મૃત્યુ પાતાળ ભરી
કરી ઐકય ત્રીલોક સુરારી— વીર.
સુર્ય ચંદ્ર સુરેંદ્ર દમી
મધવેષ મુગટ શીર ધારી ધારી— વીર.

**નારદ—** ૧૨

નીરબળ તે નરને જાણો જે ભાગ્યાધીન થઇને ભમતા,
કર્મ ઉપર વિશ્વાસ ધરીને કાર્ય નહિ સરતા— નીર.
આપતી શીર લાખ પડે પણ ધૈર્ય કદી નહિ તજતા,
રીધી સીધી ઉદ્યમથી પામી દુસ્મનથી નવ ડરતા—નીર.
પુરૂષાર્થી નીજ માર્ગ શોધીને દુ:ખ નહિ દીલ ધરતા,
સીંહ વને ઉદ્યમ વીણ ઉંઘતા મૃગ નવ મૂખમાં પડતા—નીર.

**અનંગ-જયંત—** ૧૩

મન મોહન સુંદર શ્યામ પધારી,
મન મંદીરીયે મહાલો;
રશ સુંદરી મનહર રતી રમણી લ્યો,
અમૃત સુખનો લ્હાવો;
મન મોતીની માળા પેરાવું પ્રીયતમ ને રીઝાવું;
અંતરના હીંડોળે ઝુલાવી પ્રેમ સુધારશ પાવું, મન
નંદનવન સોહામણુ સમીર સુંગધીત વાય,
બલિ તનયા પ્રાયમાનુની મધુર વદન મલકાય; રશ
મીઠું યોવન પુરઆ મીઠો તવ અનુરાગ,
રમશું રજની શ્યામ સંગ ઝીલી પ્રેમ પરાગ મન

**અનંગ-જયંત—** ૧૪

લજાવો ન પ્યારી છોડોજી રાજ તમથી હારી;
શ્વેત બિન્દુ લિરિસુધારી લુચ્ચાઇ તમારી. છોડો.
બીંદુ ઘનશ્યામ ચંદ્ર કપોળ પરજો વારી,
અંકીત સુમાલે ચંદન હંશ લટક મરાળી;
મન મોહન સુંદીર શરમાવો શીર બાળો,
શુધી શું વીસારી. છોડોજી

**જયંત-સખીઓ** ૧૫

**અનંગ—**

બંન્ધુ વશ કીધો મારો; જે સરલ હૃદય ગુણ વાળો;
નણદી નવ દોષ અમારો છે કપટી વીર તમારો.

સયન ભૂવનમાં હતી એકલી, છેડ કરી છુપાઈ રહ્યા; 
અંકભરી પાલવ મુજ પકડી, મોહન મન ભરમાવી—
ગયા.—નણદી.

ચંદ્રવદન મુખ શરદેંતુ સમ, ભ્રગુટી કામણગારી;
કામણ કરી લલચાવ્યો, ભ્રમરો ભાન ભૂલ્યો;—
વીરમારો—બંન્ધુ.

મનમોહને બોલાવી શાન કરી હુલ્લાળા ભૂલ ખાઈ ગઈ
સ્મર તણા સરથી કેર ભેદયું પરવશ થઈ લોભાઈ રહ્યાં.
ખીલેલી જોબન વાડી તુજ મોહ રતી રંગ ન્યારો,
ભુરકી નાખી ને ભરમાવ્યો, ભાન ભૂલ્યો વીરમારો. નણ

લાડભાઈ-ત્રંબક— ૧૬

હું ચાલુ લટકતી ચાલે, છેલા ફુલ છડીઓ આલે;
ખાવું ખીસ્સામાં ઘાલે, પૈસા વાપરવા આલે.
રંગીલી ખીલતી જુવાની ... .... .... ....
(સ્વગત) નક્કી નર્વી નાશી જવાની;
ગોરી મદન સદનમા મ્હાલે,
(સ્વગત)મન મોહ્યુ ગુલાબી ગાલે. હું ચાલુ.

ફરસુરામ-ત્રંબક— ૧૭

ગોળ ખાઓ લ્યો ત્રંબક તડાકીયા,
લાવો લાવો ફરસુરામ ફડાકીયા;
બંને જુઠાને લુચ્ચા હડાકીયા. ગોળ.
કન્યામાં કંઈએ કેણુ નથી,
તમે હૈયામાં હિમત ધારજો:
વરછે રૂપાળો વિદ્વાન વખાણાયો,
કામદેવ કેરો અવતારજો. ગોળ.
જોસીને વેદ મળ્યાં વેવાઈ હોંસીલા,
ઘડીઆ લગ્ન નિરધારજો;
વહેલા પધારજો લગ્ન મંડપમાં,
આનંદ આવશે અપારજો— ગોળ.

વારાંગના— ૧૮

સાંવરી સુરત પ્રેમ વારી બાલતા,
મંચવારી બાલમાં બલીહારી બાલમા—સા.
નયનોકી તીરછી મોહે લાગી કટારી
લગી કલેજે આરપાર,
ઇશ્કકા મોહે જખમ લગા હય
મીટાદે બે કરારી વાલમાં—મંચ.

નારદ— ૧૯

ભજન કર નારાયણનું તું ભાઇ,
ભક્ત વત્સલ પ્રભુ દીનદયાલા;
દેશે અભયપદ ભાઇ— ભજન
જળ સ્થળ વ્યાપક ધર્મ ધુરંધર,
દેશે અક્ષયપદ ભાઇ— ભજન

અનંગ— ૨૦

અમર સુખકર નંદ વીહાર નવરંગ,
શ્રીય વૃંદા નંદનવન સુર ક્રીડન ઉપવન—અમર.
વિપતિ વિસરાવ રસમય સુખ સંપતિ,
નજરા સદા સુવા રહે સ્વર્ગ સુધા મયી—અમર.

લક્ષ્મી— ૨૧

ચપળા ચમકે બાદલમા, ચંદા છુપી રહી નભમાં;
ટહુકે કોકીલા વનમાં, વ્યાકુલ કરે મારા તનમા.
બંસરી અધર પ્રવાલે કૌસ્તુભ મણી શી બીરાજે;
કરણે મહાકત કુંડલ પદકુંજ મુકુલરાજે ચપલા
કેશર તીલક વનમાલા મદભર મનોહર લોચન;
સુંદર વદન પર વારે. તલસાવે મુજને મોહન. ચપલા.

લક્ષ્મી દેવાંગના— ૨૨

અહદેવા કોને કેવી એતો રીત બતાવો દેવી;
હશે વલી ગૃહણી ગુણમાં કેવી દેવી અહોદેવી.

નાથ નગીના નચવી નયને નયન નયનમાં ઢાળે,
રસ બસ થઈને રશીયા સાથે, રજની સુખમાં ગાળે
આભુસણ ધારે નવાં નવાં નીત તેને ગ્રહણી કેવી.
જગ સેવાના વ્રત આદરે સ્વામીને સંતોષે
કટુ વચન નીજ કાન્ત કહે પણ કદી ભરાય ન રોષે.
સુખ દુઃખમાં સદા પ્રસન રહે તેને ગૃહણી કેવી.
અર્થ યુકત તવ મીઠી વાણી અંતર માંય ઉતારી
મોહ સાચવી કરશું પ્રેમે બહુ વ્યવસ્થા સારી
અંતરની અમ ગુંચ ઉકેલી જ્ઞાન દીધું મહાદેવી.

**વીસ્તુ લક્ષ્મી—** ૨૩

થાઓ બટુક બ્રહ્મચારી સ્તુતી તારી,
એ દીનની ઓલખાણ વાલમા. થાઓ.
સુરવીર શીર મોર સલુણા,
ધરણી પીઠ ધારી તાર્યાં વેદ અસુર મારી,
મનો મંડળી તારી (૨) વાહ ન્યારી કલાતારી;
દીઠી આજ વાલમાં .... .... .... .... ... થાઓ.

**લાડવાઈ સુરજ ગોર** ૨૪
**ત્રંબક કે સુદામ—**

આનંદ મંગલ ગાઓ, પરણાવી લેશું લાડવો;
મારી વેવાણ રંગીલી જોડી શોભશે.
નીરખી કન્યા જોશો મુખ જોઇ તાકી રહેશો. મારી.
વાહ ઠીક મળ્યું આ ટાણું, એક લુલુ બીજુ કાણું;
મળી વેવાઇને વેવાણ, ફેરા ફેરવોને ઝટ. આનંદ
ફડાકીયા તમે જોશો, હોળીને દહાડે રોસો;
કેવી જાન જોડી હું આવુ, દુનીયામાં ડંકો વાગશે. આ
તડાકીયા કહું તમને, અતિ ઉમેદ મનમાં અમને;
વાજા વગડાવુ જો જો, ફત્તુરામનો ફડાકો આનંદ

જયંત— ૨૫

શી દીન દસા મુજ થઈ વીપી
અકલીત અદ્ભૂત થઇ આ .... .... દીન
ક્યાં અમરાપુરી સ્વર્ગ સદન મુજ,
કારાગ્રહ પાતાલ ભુવનમાં .... .... દીન
અસુર પ્રપંચે કેદ કર્યો મુજ,
વીનતી ક્યાં જઇ કહું શી ... .... દીન

અપ્સરાઓ— ૨૬

જય જય સુરપતી શીર તાજ રાજ,
સ્વર્ગ ભૂવનના છો અધીરાજ .... ... ... જય
યક્ષ કીન્નર ગણ યશ ગુણ ગાય.
અમર નાદ ઉર આનંદ થાય
દાનવ પતી સુખ સંમતી સતા,
ત્રીભૂવન મંડલે પામો મહત્તા
કીર્તી પ્રતાપ સુજશ પામો,
અમર નાથ દુઃખ સહુ વામો જય

અપ્સરાઓ— ૨૭

સો તન ઘર ના જાણે મોરે સૈયાં
સો તન ઘરના જાએ, બેરન ઘરન જાઓ મોરે
સો તન મુજે બડી દુઃખ દાંઇ, સ્તીયાં ગવાઇં મોરે
સો તનકે સંગ પ્રીત લગાઇ, જીયા જલાંયે મોરે

જાનડીઓ— ૨૮

મારૂં આંગણું કુમકુમે લીંપાવોરે
મોંઘાં મોઘાં ફુલડાં વેરાવોરે;
સ્વાતીક રંગે સાથીયા પુરાવોરે,
અબીલની ઝાંગરીયો કોરાવોરે;
માંહિ સીતારામના બાણુ માંડોરે—મારૂં.

**આમન—** ૨૯

અમ્રતથી પણ અતી મીઠી લાગે માત પીતાની સેવારે
જનની જનકના પદ પુજન તે મધુરા મધુરા મેવારે
સ્નાન ધ્યાન સંધ્યા તરપણ કરી અગ્ની હોત્ર સુધારે
પ્રેમે ન પુજે માત પીતઃ પદ સેવા સુપુત સુધારે—રે અ,
બ્રહ્મા વિશ્નુ મહેસથી મહીમા માત પીતાનો ભારે
પ્રગટ ઇશનીજ જનની જનકના સેવા સુપુત સુધારેરે અમ્રત.

**જાનડીઓ—** ૩૦

થાળ લાવોરે વરરાજાને વધાવોકે
તોરણીયે વર આવ્યોરે—થાલ.
વેવાણ આવોરે કન્યાને નમાવોકે તોર.
દેવ પુતળીરે શુભ પગલે પધારેકે—તોર.
જળ ધારારે રૂડી માંડવે પાડોકે—તોર

**પરશુરામ ત્રંબકલાલ—** ૩૧

કરી છેતર પીંડી કન્યા ભુલી પરણાવી
જઇ ફરીયાદ કરૂં છું દરબારમાં
ચંદરીઓ સંકરીયો, વર છે કાંણો
તળ તારૂં તપાસ પળવારમા,
કેતો તો કન્યા છે ચંપાની પાંખડી
કામદેવ જેવાની ફુટેલી આંખડી
ભુચ્ચાના પીર તને જાણ્યો ફુલાકીઆ
ઠગ છે પાટણનો તું ત્રંબક તડાકીયા
ચુપ......ચુપ......ચુપ
જા.......જા.......જા
અહી નથી ખરાબ કે ઉકાળમાં—કરી

અનંગ જયંત— ૩૨

નીસા અનંત દુઃખની પીયુ વીતી ગઈ,
પ્રભા આનંદની આ ખીલી જુવો સોભતી;
મધુર સમીર મલય વાય પુસ્પ આ ખીલે;
મધુર પંખી લલીત ગાન કરી તરૂ ઝેલે. નીસા.
રવી જતા શશી પ્રભા સંધ્યા સરીજતી;
ઘટમાળ ભાગ્યની એ રીત ઘડી ભરીજતી.

અનંગ જયંત— ૩૩

મુર્તી ધરી અંતરમાં પ્યારા શીરોમણી સુરતા;
તન મન ધર્યું ચરણમાં નીસ દીન સુ શરણમાં સુ.
મુગ્ધા મધુર મનોહારી તુજ દર્શ આનંદ કારી,
સોભાગ્ય સતી સુનયના રદયેશ્વરી વસી મનમા.;
વ્યાકુળ બનીશું પ્રેમ નીભાવશો ઉર નેમે,
મન હંશ માનસસરના સુખ ચંદ્ર તારૂણી તનના. સુ.

**આનંદ આનંદ આનંદ**



